|| ॐ श्री ||

# પાછલા જન્મો કેવી રીતે યાદ આવે છે?






સી. કે. શાહ

મૂલ્ય: ૦-૪-૦

# પાછલા જન્મો કેવી રીતે યાદ આવે છે?



લખનાર,

## ચીમનલાલ કચરાભાઇ શાહ

( ફ્રેલો, થિઑસૉફીકલ સોસાયટી )

લેખક:–'ગુરૂમંત્ર,' 'મરણ પછી શું થાય છે?' 'મહાત્માઓ'
'મહાવીર–માર્ગ,' 'તપસ્વિની–નાટક,' વગેરે

૨૨૬૨, ધનાસુતારની પોળ—અમદાવાદ



પ્રકાશક,

## ચીમનલાલ ત્રિભુવનદાસ શાહ

( ફ્રેલો, થિઑસૉફીકલ સોસાયટી )

માંડવીની પોળ–સુરદાસશેઠની પોળ—અમદાવાદ



"To remember past lives, the brain of the personality must be made a mirror on to which can be reflected the memories of the Soul; and before those memories can come into the brain, one by one the various biases must be removed—of mortality, of time, of sex, of creed, of colour, of caste."—*C. Jinarajadasa*

પ્રત ૧૦૦૦ ઇ. સ. ૧૯૧૯



મૂલ્ય ૦-૪-૦

"ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ" માં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું, ઠે. પાંચ કુવા ચાર રસ્તા—અમદાવાદ

પુસ્તક મળવાનું સ્થળ:—

પ્રકાશક, 'ગુરૂમંત્ર' ૨૨૬૨ ધનસુતારની પોળ
અમદાવાદ (મુંબાઇ)



## થિઑસૉફીકલ સોસાયટીના ત્રણ ઉદ્દેશો

૧. ન્યાત, જાત, કોમ, વર્ણ ધર્મ, સ્ત્રી–પુરૂષ જાતિનો ભેદ રાખ્યા વિના મનુષ્ય–જાતિના ભ્રાતૃભાવનું કેન્દ્ર બનાવવું.

૨. ધર્મ, તત્વજ્ઞાન અને વિજ્ઞાનશાસ્ત્રનો મુકાબલે અભ્યાસ કરવાના કામને ઉત્તેજન આપવું.

૩. કુદરતના અદ્યાપિ પર્યંત નહિ સમજાયેલા નિયમોની અને મનુષ્યમાં રહેલી ગુપ્ત શક્તિઓની શોધખોળ કરવી.

**મુદ્રાલેખ**–'સત્યથી વધીને બીજો ધર્મજ નથી'–**सत्यात् नास्ति परोधर्मः** There is no religion higher than Truth.

# પુજ્ય બન્ધુ શ્રી સી. જીનરાજદાસ

## થિઑસૉફીકલ સોસાયટી, અદ્યાર–મદ્રાસ

જે અજ્ઞાન–અવિદ્યા–આવરણુ–અંધકાર–માયાવડે ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે એકજ કાળ હોવા છતાં મનુષ્યને જુદા જુદા ભાસે છે, જે વડે, મનુષ્ય પોતાના મૂળ સ્વરૂપે અનંત જ્ઞાન, શક્તિ, અને પ્રેમનો સ્વામી હોવા છતાં અજ્ઞાન, બ્હીકણુ અને દ્વેષથી ભરેલો બની ગયો છે; જે વડે, પ્રાણી માત્ર આત્મસ્વરૂપે એકજ હોવા છતાં દરેક જુદાં જુદાં રૂપમાં સજ્જ થયેલાં જણાય છે, એ **અજ્ઞાનના** પડદાને ચીરી નાંખી 'સત્ય' ની ઝાંખી મેળવવા ભાગ્યશાળી બનેલા, કળા, વિજ્ઞાન શાસ્ત્ર, અને સૌન્દર્ય (Beauty) ના ખાસ પ્રશંસક મહાસમર્થ એવા આપશ્રીના ચરણે આપેજ રચેલા પુસ્તક ઉપરથી મ્હેં તૈયાર કરેલા આ ન્હાનકડા ગ્રંથને **આપની સંમતિથી** હું ધરૂં છું, તે સ્વીકારી મને આભારી કરશોજી.

| | |
|---|---|
| વૈશાખ પૂર્ણિમા | આપનો નમ્ર પ્રશંસક, |
| સંવત ૧૯૭૫ | **સી. કે. શાહ** |

# લખનાર તરફથી

જગતમાં અતિશય વધી પડેલાં રાગ–દ્વેષ, વેર–ઝેર, મોહ–માયા અને તેને પરિણામે અસંખ્ય દુઃખોનું એકજ કારણ મને જણાય છે અને તે એ છે કે મનુષ્યોને 'પૂનર્જન્મ'માં ખરેખરી શ્રદ્ધા નથી હોતી. પુનર્જન્મમાં જેને ખરેખરી શ્રદ્ધા હોય તેને 'કર્મ' અને 'ઉત્ક્રાન્તિક્રમ'માં શ્રદ્ધા હોવીજ જોઇએ, કારણકે 'ઉત્ક્રાન્તિક્રમ'ના મહાન્ દૈવી નિયમના 'પૂનર્જન્મ' અને 'કર્મ' એ બે અનિવાર્ય ટેકા છે. હવે, પૂનર્જન્મમાં ખરેખરી શ્રદ્ધા તેનેજ હોઇ શકે કે જેને મહાન્ ગુરૂદેવ (Masters) દ્વારા અથવા પોતાના પ્રયાસથી અથવા બીજા અગમ્ય સંયોગો (Circumstances) થી પોતાના પાછલા જન્મો (past lives) નું જ્ઞાન થયું હોય. થિઑસૉફીકલ સોસાયટીમાં મહાન્ ગુરૂઓ તરફથી પાછલા જન્મો કેવી રીતે યાદ આવે છે તેનું સાચેસાચું જ્ઞાન–તે જ્ઞાનની રૂપરેખા આપવામાં આવી છે અને તે રૂપરેખા તે સોસાયટીના એક અતિશય આગળ થયેલા સભ્ય મી. સી. જીનરાજદાસ તરફથી પોતાના 'How we remember our past lives' નામક ગ્રંથમાં આપવામાં આવી છે. તે ગ્રંથમાંના વિચારો ગુજરાતી ભાષા જાણનારા સન્મુખ સારી રીતે સમજી શકાય એવા રૂપમાં મૂકવા એ આ ન્હાનકડો ગ્રંથ રચવાનો આશય છે. જેઓને આ વિષય તરફ કંઇ પ્રીતિ (taste) ઉપજતી હોય તેમને આ ગ્રંથ જો કંઇપણ મદદ રૂપ જણાશે તો મ્હારો પ્રયાસ સફળ થયો ગણીશ. અન્તે પૂજ્ય બન્ધુ શ્રી સી. જીનરાજદાસે મૂળ ગ્રંથ રચી મ્હારા જેવા તેમના નમ્ર પ્રશંસકને તેમના વિચારો પ્રકટ કરવાની તક આપી એ માટે એઓશ્રીનો હું ઉપકાર માનું છું. અમદાવાદ, મે ૧૭, ૧૯૧૯.

સી. કે. શાહ

॥ ॐ श्री ॥

# પાછલા જન્મો કેવી રીતે યાદ આવે છે?



"Let but a man or woman find that Work for whose sake sacrifice and immolation is serenest contentment, then slowly the larger consciousness of the Soul descends into the brain of the personality, and with that descent the direct memory of past lives. × × × how they come those who live the life know."

—C. JINARAJADASA

મનુષ્યને માથે જ્યારે દુઃખનો બોજો આવી પડે છે ત્યારે કુદરતી રીતે તેનામાં બે પ્રકારની આંતરિક પ્રેરણા દેખવામાં આવે છે—એક તો તે દુઃખને ભૂલવા માટેની અને બીજી તે દુઃખ ઉત્પન્ન થવાનું કારણ સમજવાની. દુઃખને ભૂલવા માટેની ચળવળ તરફ સાધારણ રીતે મનુષ્યના મ્હોટા ભાગનું લક્ષ દોરાય છે પણ દુઃખને ઉત્પન્ન થવાનું કારણ શાથી મળ્યું તે જાણવાની દરકાર ઘણાજ થોડા મનુષ્યો કરે છે. મગજને બીજી દિશામાં દોરવાથી અલબત્ત દુઃખ ઘણીજ જલ્દીથી ભૂલી શકાય છે, પરન્તુ જેઓ ઉંડા વિચારક ( thinkers ) હોય છે તેમને દરદનું વિસ્મરણ ફક્ત કરવું રૂચતું નથી પણ દરદનું મૂળ કારણ શોધી કાઢી તેને નાબુદ કરવાનું રૂચે છે. આથી વિચારકને માથે દુઃખ આવી

પડતાં તે રાત્રિ–દિવસ દુઃખનું કારણ શોધવા મથે છે. અને તે સમજાતાં તે દુઃખ નાબુદ થઈ જાય છે ( કારણ કે જેને કર્મના અચળ નિયમનું જ્ઞાન તેની શોધમાં થાય છે ) એટલુંજ નહિ, પરન્તુ ભવિષ્યમાં પણ તેજ પ્રકારનું દુઃખ ઉત્પન્ન ન થાય એવું વર્તન રાખવા તે દોરાય છે. દુઃખ ભૂલવાની ચળવળ કરતાં દુઃખનું કારણ શોધી કાઢવાની ચળવળ આ કારણથી વધારે ઉપયોગી છે અને જે જે વિચારકોએ દુઃખનું કારણ શોધી કાઢવા પ્રયાસ કર્યો છે તેમણે જણાવ્યું છે કે, " પૂનર્જન્મ " નો સિદ્ધાંત દુઃખનું કારણ સમજવામાં અને દુઃખ ભૂલવામાં ઘણોજ કીમતી થઇ પડયો છે. " પૂનર્જન્મ " નો નિયમ, એક ભાગ્યવંત મનુષ્ય શા માટે સાત માળની હવેલીમાં ઉંચા પકવાન ખાઈ ધરાઈ નોકરો અને બીજાઓનો " ખમા–ખમા " વચ્ચે હિંચોળા ખાટ પર ઝુલે છે અને બીજા ભાગ્યહીન મનુષ્યને શા માટે ઘેર ઘેર ભટકતાં લોકોના હોંકારા–દુંકારા સહન કરતાં પણ પેટ ભરવાના પણ સાંસાં પડે છે, એક મનુષ્ય શા માટે વિદ્વાનોમાં પૂજાય છે અને બીજા મનુષ્યને શા માટે " એક પૈસાનુ એક શેર તો એક પાઇનું કેટલું ? " એટલું જ્ઞાન પણ નથી, શ્રીમંતોના મ્હોટા ભાગને શા માટે " વાંઝીયા મ્હેણું " રહે છે અને ગરીબના ઘેર શા માટે બચ્ચાંની ફોજ થાય છે–એ બાબતનો બુદ્ધિગમ્ય ( Rational ) ખુલાસો કરે છે એટલુંજ નહિ, પણ પૂનર્જન્મનો નિયમ એ પણ સાથે સાથેજ સમજાવે છે કે મનુષ્યે પાછલા જન્મોમાં જેવાં જેવાં કામો કર્યાં હોય છે તેજ પ્રમાણે તેને તેનો બદલો મળે છે–દાન કરનારને ઘેર લક્ષ્મીના હિસાબ રહેતો નથી, જ્યારે ચોરી કરી મોજ મઝાહ ઉડાવનારને ભીખ

માગ્યે પણ પેટપૂર ખાવાનું મળતું નથી—અને ભીખારી શ્રીમંત બની શકે છે, મૂર્ખ વિદ્વાન થઇ શકે છે, દુઃખીને સુખનાં સાધન મળી શકે છે, રોગી સંપૂર્ણ આરોગ્યવાન બની શકે છે અને તે કેમ થઇ શકે છે તે પણ ખુલ્લે ખુલ્લું જાણાવે છે.

હવે જયારે પુનર્જન્મ એ ખરેખરી વાતજ હોય અને જયારે મનુષ્ય આ શરીરમાં આવ્યા પહેલાં બીજાં શરીરોમાં પણ હતો એવું સાબીત થાય છે ત્યારે એ પ્રશ્ન ઉભો થાય છે કે જો હું પાછલા જન્મોમાં બીજાં શરીરોમાં હતો તો પછી

**"પાછલા જન્મો અને કેમ યાદ આવતા નથી ?"**

આ પ્રશ્નનો જવાબ આપવા માટે આપણે " યાદ ધાસ્ની " શું ચીજ છે અને તેનું કામ શી રીતે ચાલે છે એ સમજવા પ્રયત્ન કરીશું, અને જે સમજતાં આપણને જાણાશે કે આપણને પાછલા દિવસો અને પાછલા જન્મો કેમ યાદ આવતા નથી. આ વાત બરોબર સમજવામાં આવે તે ખાતર હું એક દૃષ્ટાંત લઇશ. ધારો કે મ્હારા ચપ્પુ વડે હું કેરી કાપું છું. કેરી કાપતાં કાપતાં ચપ્પુ સરી જાય છે અને મ્હારી આંગળીપર આવી લાગે છે. મ્હારી આંગળી કપાય છે, તેમાંથી લોહી વહે છે અને મને તીવ્ર વેદના ઉત્પન્ન થાય છે. હવે, આવતી કાલ હું જયારે આ આંગળી કપાવાની વાત યાદ કરીશ ત્યારે મ્હારા મગજમાં બે તત્વો તરી આવશે—એક તો ચપ્પુ શા માટે મ્હેં લીધું હતું એટલે કે કેરી કાપવા મ્હેં ચપ્પુ લીધું હતું તે, કેરી કાપતાં કાપતાં તે મ્હારી આંગળી ઉપર આવી લાગ્યું, મ્હારી આંગળી કપાઈ, તેમાંથી લોહી નીકળવા માંડયું—આ બધા બનેલા બનાવો, અને બીજું દુઃખની લાગણી. જેમ જેમ દિવસ જશે તેમ તેમ

દુઃખ શાથી ઉત્પન્ન થયું તે કારણ મ્હારા મગજમાંથી ઝાંખું થઇ જશે, જ્યારે દુઃખની લાગણી સ્હેજસાજ રહી હશે. ત્યાર પછી મહીનાઓ જશે ત્યારે દુઃખની લાગણી પણ ભૂલાઇ જશે અને ચપ્પુ આંગળીને લાગ્યું હતું તે વાત સીધી યાદ નહિ રહે- મગજ તે વાત ભૂલી જશે પણ આડકતરી રીતે તે વાત એક "વલણ" (tendency) તરીકે યાદ રહી જશે એટલે કે "ફરીથી ચપ્પુ વાપરતાં આંગળીને લાગી જાય નહિ" એવી ખાસ સાવચેતી રાખવાનું મ્હારૂં વલણ થશે. આથી જ્યારે ચપ્પુ વાપરતી વખતે મ્હારામાં કુદરતી રીતે એવું મજબુત દબાણ થાય કે મ્હારે ચપ્પુ વાપરતાં ઘણા સાવચેત રહેવું ત્યારે મ્હારે સમજવું જોઇએ કે પૂર્વ કાળમાં મને ચપ્પુ વાગેલું હોવુંજ જોઇએ-પછી તે આજ જન્મમાં કે ગયા જન્મમાં. આ પ્રમાણે હમેશાં "કારણો" ભૂલાઈ જવાય છે અને "અસર" મનના વલણ રૂપે મગજમાં રહી જાય છે; અને આ ભૂલાઇ જવામાં પણ ઘણોજ લાભ સમાયલો છે જે હવે આપણે તપાસીશું.

આપણે હમેશાં એ માનતા આવ્યા છીએ કે મગજનું કામ યાદ કરવાનું છે; પરન્તુ મગજનું કામ એક બાજુથી યાદ કરવાનું છે, જ્યારે બીજી બાજુથી તેનું કામ ભૂલી જવાનું છે. હવે જ્યારે જ્યારે આપણે હાથ કે પગ હલાવીએ તે વખતે આપણે જ્યારે ન્હાના હતા ત્યારે હાલતાં ચાલતાં શી રીતે શીખ્યા હતા, તે વખતે કેટલું દુઃખ થતું હતું, કેવી રીતે આપણે ખસી પડતા હતા, આપણને કેવું લાગતું હતું-અને તે બધી મુશ્કેલીઓ પછી પણ આપણે કેટલું થોડું હાલી-ચાલી શકતા હતા એ બધું આપણે યાદ કરીએ તો આપણું આપણું કામ કરી શકીએજ

નહિ અને મગજનો મ્હોટો ભાગ "રદ્દી કાગળની ટોપલી" ( waste paper basket ) જેવો થઈ જાય. જેમ એક મુસદ્દી એક મુસદ્દો તૈયાર કરે, તે પછી તેમાં સુધારા-વધારા કરી બીજો સારો મુસદ્દો તૈયાર કરે અને તે પછી બીજા વધારે સુધારા વધારા કરી સૌથી વધારે સારો મુસદ્દો તૈયાર કરે અને ત્યાર પછી તેને પ્હેલા બે મુસદ્દા રાખવાની કંઇજ જરૂર રહેતી નથી પણ ઉલટા તેને તે બોજારૂપ થઈ પડે છે તેમ મગજને પણ બીનઉપયોગી વાતો યાદ કરવાની કંઇજ જરૂર રહેતી નથી, અને તેની તેથી કુદરતી ફરજ બીનઉપયોગી ચીજો ભૂલી જવાની છે. જો તેની એક ફરજ બીનઉપયોગી ચીજો ભૂલી જવાની ન હોત તો મગજ વધારે સારૂં ખીલી શકેજ નહિ અને તેથી કુદરતનો વ્યાજબી કાયદો છે કે મગજે બીનઉપયોગી ચીજો ભૂલી જવી. આથી એમ સમજવાનું નથી કે આપણે કોઈ પણ રીતે નુકસાનનો ધંધો કરીએ છીએ. એક માણસને ૧૫,૦૦૦ રૂપીઆ લઇને ઝ્હારગામ જવું છે. હવે તે માણસ ૨૮,૮૦,૦૦૦ પાઈઓ લઇને જાય તો વધારે ફાયદાકારક, કે ૯,૬૦,૦૦૦ પૈસા લઇને જાય તો વધારે સગવડવાળું અને ફાયદાકારક, કે ૧૫,૦૦૦ રોકડા રૂપીઆ લઈને જાય તો, કે ૧,૦૦૦ ગીની લઇને જાય તો, કે હજાર હજારની ૧૫ નોટો લઇને જાય તો, કે એકજ પંદર હજારનો ચેક લઈને જાય તો ? અલબત્ત પંદર હજારનો એકજ ચેક લઇને જાય તો ઘણુંજ વધારે સગવડ પડતું, સહીસલામત અને ફાયદાકારક છે, જોકે ઉપરની ગમે તે ચલણી ચીજો લઇ જાય તો પણ સરખુંજ છે. તે પ્રમાણે મગજમાં માત્ર જે યાદદાસ્તીમાં રહી શકે છે તે ઘણાજ ઉંચા કીમતી તત્વો છે અને તેમાં ઉતરતા પ્રકારનાં તત્વો સમાઇ જાય છે.

હવે, જયારે હું અમુક ચીજ કે અમુક માણુસ પ્રતિ પસંદગી કે નાપસંદગી બતાવું છું અથવા જયારે હુ મ્હારી અમુક શક્તિનો ઉપયોગ કરૂં છુ ત્યારે હુ હમેશાં મ્હારો ભૂતકાળ યાદ કરૂં છું, જો કે ભૂતકાળનાં દરેકે દરેક લાગણી અથવા બનાવ જે વડે મને હાલ પસંદગી કે નાપસંદગી ઉપજે છે, અથવા અમુક શક્તિનો ઉપયોગ હું કરૂં છું તે કેમ પ્રાપ્ત થઇ તે પૂરેપૂરાં યાદ રહેતાં નથી. આ ગ્રંથ જયારે હું લખું છું, ત્યારે જે શબ્દોનો ઉપયોગ હું કરૂં છું તે શબ્દો પ્હેલવ્હેલા જયારે હુ નિશાળમાં અથવા મ્હારા ખાનગી અભ્યાસ વખતે શીખ્યો હતા તે પ્રસંગ હું યાદ કરૂં છુ, જો કે અત્યારે પ્રથમ તે શબ્દો કયા દિવસે, કઇ જગોએ, કેટલા વાગ્યે અને કેટલી મહેનતથી હું શીખ્યો હતો તે બધું પૂરેપૂરૂં હું યાદ કરી શકતો નથી, તોપણ આ શબ્દો હું યાદ કરૂ છું તેથી એમ તો ચોક્કસ બધા માની શકશે તે શબ્દો હું કોઇપણ જગોએ, કોઇ પણ વખતે શીખ્યો હઇશ. દરેક શબ્દ લખતી વખતે તે શબ્દ કઇ જગોએ, ક્યારે, અને કેટલી મહેનતથી હું શીખ્યો હતા એ બધું યાદ કરવાની જરૂર રહેતીજ નથી અને એ બધું દરેક શબ્દ લખતી વખતે યાદ કરવાનો પ્રયાસ કરવો એ ખરેખરી મૂર્ખાઇ છે. મગજનો ધર્મ તેથી નકામી વસ્તુઓથી યાદ ધાસ્તી ભારે મારવાનો નથી. વળી, મગજ જે જે બનાવો વગેરે બને છે તેની નોંધ લે છે ખરૂં, પણ જરૂર પડયે તે નોંધ આપણા ઉપયોગ માટે ખુલ્લી કરે એમ હોતું નથી. અસાધારણ બનાવો સંબંધમાં તે આપણુને નોંધ પૂરેપૂરી પાડે છે ખરૂં, પરન્તુ **જે ચીજ આપણે યાદ કરવા માંગતા હોઇએ, તે ચીજ તે વખતે આપણુને યાદ આવવીજ જોઇએ એવો 'મગજ'**

**અને યાદદાસ્તીના નિયમ નથી.** આ વાત આપણે આ વિષયના વર્ણનમાં ખૂબ યાદ રાખવી જોઇએ.

આપણા દરેકમાં અમુક સર્વ સાધારણ ( average) ગુણો પણ છે અને અમુક ખાસ ગુણો પણ હોય છે. પસંદગી કે નાપસંદગી એ ખાસ ગુણોમાં ગણાય છે. સારી ચીજ દરેકને પસંદ આવે અને ખોટી ચીજ દરેકને પસંદ ન આવે એ તો સમજી શકાય એવું છે, પરન્તુ જયારે અમુક બે માણસો જેમણે એક બીજાને આખી જીંદગીમાં જોયા નથી તેઓ જયારે પ્હેલ વ્હેલા મળે છે ત્યારે એકબીજામાં જો એટલી બધી પ્રેમની લાગણી પ્રગટે કે બન્ને માણસો જો કે એક કાળો હોય અને બીજો ગોરો હોય, એક પુરૂષ હોય અને બીજી સ્ત્રી હોય, એક હિન્દુ હોય અને બીજો મુસલમાન હોય, તોપણ આખી જીંદગી સુધી ભેગા રહેવાનીજ ઇચ્છા કરે, એક બીજાની ખાતર ગમે તેવો ભોગ આપવા તૈયાર થઇ જાય, એક બીજા સંતુષ્ટ થઇ જાય; અથવા એક બીજા પ્રતિ ધિક્કારથી જુએ યા એક બીજાને મારી નાંખવા તૈયાર થાય યા એકના મ્હોં સામું જોવાની બીજાની ઇચ્છા સરખી ન થાય તો તેનું કારણ શું ? અંગ્રેજીમાં જાણીતું થઇ પડેલું વાકયઃ—

"I do not like Dr. Fell,
The reason I cannot tell."

તે કયા કારણને આભારી છે ? પ્રથમ-દ્રષ્ટિએ પ્રેમ અથવા ધિક્કાર, સંપ અથવા વિરોધ, પસંદગી અથવા નાપસંગી પ્રકટવાનું કારણ ? પૂનર્જન્મજ આ બાબતનો ખુલાસો આપી શકે એમ છે. ગયા જન્મમાં કેટલાં કામો—એક બીજા તરફ ચલાવેલી વર્તણુકની અસર આ જન્મમાં થયા વગર રહેતી નથી અને એટલાજ કાર-

સુધી પાછલા જન્મનું વૈર એ નિર્મૂળ ન થયું હોય તો આ જન્મમાં પણ ચાલ્યું આવે છે, પાછલા જન્મમાં ન ચુકવેલું દેવું અથવા પાછલા જન્મમાં કરેલું દેવું આ જન્મમાં ભરવુંજ પડે છે, તેમ પાછલા જન્મોની મીત્રાચારી પણ આ જન્મમાં ચાલી આવે છે, તેથીજ આ જન્મમાં અમુક માણસને પ્રથમજ દેખવામાં આવ્યો હોય તોપણ સ્વાભાવિક રીતે અત્યંત પસંદગી કે ના પસંદગીની લાગણી ઉત્પન્ન થાય છે. આ લેખના મૂળ લેખક (બન્ધુ શ્રી સી. જીનરાજદાસ)ને એક વાત ચોક્કસ યાદ આવે છે કે એક સ્ત્રી કે જે પોતાના એક મીત્રને ઘણાજ પ્રેમથી ચહાતી હતી તે, તે છતાં ફરીઆદ કરતી હતી કે 'હું તેને પ્રેમથી ચહાઉ છું ખરી, પણ તે છતાં (ન સમજી શકાય એવા હૃદયના ભાગમાંથી) તેનાપર મ્હારો અણગમો છે.' આજ પ્રમાણે આ જમાનામાં કેટલીયે સ્ત્રીઓ પોતાના પતિ સંબંધી અથવા કેટલાયે પતિઓ પોતાની પત્ની સંબંધી બોલતા હશે—આનું કારણ શું ? આવી વિચિત્ર સામસામી લાગણી શી રીતે હોઇ શકે ? મી. હૅનલી પોતાના એક જાણીતા કાવ્યમાં આ બાબતપર જાણ્યે અજાણ્યે પણ આશ્ચર્યકારક અજવાળું ફેંકે છે. ઉક્ત કાવ્યમાં જણાવેલી વાતની મતલબ એવી છે કે એક રાજાએ એક કુમારી કન્યા સાથે પ્રેમ બાંધ્યો અને તેને ઘણોજ વધવા દીધો—તે એટલી હદ સુધી કે તે કન્યાને રાત્રિ અને દિવસ તે રાજા એજ પોતાનું જીવન થઇ પડયું. આમ છતાં દિવસો અને મહીના અને વર્ષો વહી જવા પછી જ્યારે તે કુમારી કન્યાયે રાજાને પરણવાની માંગણી કરી ત્યારે રાજાએ તેનો અનાદર કર્યો, અને તે એવા કારણથી કે એક રાજવંશીને રાજ્યનીજ કુંવરી લગ્નમાં કામ લાગે અને તેથી તેના જેવી કુમારી કન્યાને તેનાથી પરણી શકાય નહિ. તે કુમારી કન્યાને

આથી ઘણુંજ ખોટું લાગે છે, તેનું હૃદય ભાગી જાય છે. અને અફસોસ ! તે આપઘાત કરી મરી જાય છે; પણ મરતાં મરતાં તે રાજા તરફ પ્રેમ અને ગુસ્સાની મીશ્ર લાગણી બતાવતી હોય છે. બીજા જન્મમાં તેજ રાજા અને તેજ કુમારી કન્યા ફરીથી આશક અને માશુક તરીકે એકઠાં થાય છે, પરન્તુ આ વખતે તે આશક તેની માશુક પાસે પ્રેમની ઘણીજ માંગણી કરે છે, છતાં તેણી તેનો જવાબ આપતાં સ્વાભાવિક રીતે અચકાય છે. અને ગયા જન્મનો રાજા હવે અજાણ્યે પણ પોતાના ગયા જન્મમાં કરેલાં કૃત્યના પરિણામથી દીલગીર થાય છે અને તે માશુકે પોતાનાપર 'ઠંડી લાગણી' બતાવવાથી નિસાસા નાંખે છે, અને તે કુમારીના હાથ સાથે પોતાનો હાથ મેળવવા અર્થે દુનિઆની દૃષ્ટિએ ગમે તેટલું 'આભો (prestige) ગુમાવનારૂં' ગણાતું કામ કરવા અચકાતો નથી. તે પ્રખ્યાત કવિ મી. **હૅનલી** હવે પૂછે છે કે આનું પરિણામ શું આવશે ? કુદરત એટલી બધી ક્રૂર છે કે આ બન્નેને ફરીથી 'એક દીલ' થવા દેશે નહિ ? કવિ પોતેજ આગળ જતાં વર્ણવે છે કે ગયા જન્મનો રાજા હવે જાતે **કુમારીને પગે પડી** પોતાના અભિમાનને કચરી નાંખી તે કુમારીના હૃદયમાં પોતાના માટે થતો ધિક્કાર નાબુદ કરવા મથે છે અને હા ! **ફરીથી પાછાં બન્ને મળે છે !** અંગ્રેજી સમજનારાઓને આ વાતનું માધુર્ય બરાબર સમજાય એટલા ખાતર તે કવિની આ વાતને લગની કવિતાની થોડી કડીઓ આ નીચે આપી છે.

" Or over the knightly years were gone,
With the old world to the grave,

I was a King in Babylon,
And you were a Christian Slave.

The pride I trampled is now my scathe,
For it tramples me again,
The old resentment lasts like death,
For you love and yet you refrain;
I break my heart on your hard unfaith,
And I break my heart in vain.

Yet not for an hour I wish undone,
The deed beyond the grave,
When I was a king in Babylon,
And you were a virgin slave.

\+ + + + + +

Journeys end in lovers' meeting,
Every wise man's son doth know."

આ તો આપણે પસંદગી–નાપસંદગીની વાત કરી પણ જ્યારે આપણે અમુક માણસમાં એક ગુણ અતિશય ઉમદા પ્રમાણમાં જોઇએ છીએ ત્યારે તેનું કારણ શું હોવું જોઇએ? કેટલાકો એમ કહે છે કે તેનું કારણ 'જન્મ વારસો' (Heredity) હોવું જોઇએ. એટલે કે મહાન્ કવિ કાલિદાસમાં કવિની શક્તિ તેના બાપે મૂકેલી હોવી જોઇએ. તેના બાપમાં તેના બાપે, અને તેનામાં તેના બાપે એ પ્રમાણે હોવું જોઇએ. પણ કાલિદાસની શક્તિ કે શૅક્સપિયરની શક્તિ તેના તનુજોમાં ઉતરી હોય એમ

જણાતું નથી, તેમજ તેનાથી જરા ઉતરતી ' કવિની શક્તિ ' તેના પૂર્વજોમાં હતી એમ પણ સાંભળ્યું નથી—એટલે ' જન્મ વારસો ' એ કોઈ પણ અતિશય ઉમદા ગુણનું કારણ નથી એમ લાગે છે.

પણ, જયારે આપણે ' પૂનર્જન્મ 'ના સિદ્ધાંત તરફ જઇએ છીએ ત્યારે આપણને આ ઉમદા ગુણ અમુક વ્યક્તિમાં અતિશય પ્રમાણમાં હોવાનું કારણ તરત જણાઇ આવે છે. આ સિદ્ધાંત પ્રમાણે મનુષ્ય ' અમર આત્મા ' છે અને તેણે આ શરીર ધારણ કર્યા પહેલાં બીજાં શરીરોમાં ઘણી વખત જન્મ લીધેલો હોવો જોઇએ. હવે, બે કારણો તે મનુષ્યમાં તે ઉમદા ગુણ અતિશય પ્રમાણમાં પ્રકટાવે છે. એક તો, તે મનુષ્યે ગયા જન્મોમાં તે ગુણ આસ્તે આસ્તે સારી રીતે પ્રકટ કરેલો હોવો જોઇએ. તે શક્તિ–તેણે પ્રકટ કરેલો ગુણ લઇને આ જન્મમાં તે આવે છે. બીજું કારણ કુદરત છે. કુદરત તે માણસને તે ગુણ પ્રકટાવવા માટે તેને લાયક શરીર કરી આપે છે, જેમાં અનુકુળ મગજ અને બીજી અનુકુળ ઇન્દ્રિયો હોય. આ બે કારણોથી તે માણસ આ જન્મમાં પોતે ગયા જન્મોમાં પ્રકટ કરતો આવેલો ગુણ —શક્તિ અતિશય પ્રમાણમાં પ્રકટાવે છે અને હવે પછીના જન્મમાં પણ તેમાં વધારો કર્યે જવાનો.

' પૂનર્જન્મ ' બીજી બાબતની એક ગુંચવણી (Puzzle) દૂર કરે છે, જે બીજી કોઇ પણ માન્યતાથી દૂર થવાનો સંભવ નથી. કીટ્સ નામનો એક અંગ્રેજ કવિ આગળ ઉપર થઇ ગયો છે. તેણે તે જન્મમાં વઘક શાસ્ત્રનો રસ્તો લીધેલો. આમ છતાં તેનામાં કવિત્વ શક્તિ હતી. તે તો જાણે આપણે ગયા જન્મમાં કેળવેલી શક્તિને લઇને માની શકીએ, તોપણ આ જન્મમાં તે

જ્યારે કવિતા ગાતો ત્યારે તેનામાં ' ખ્રીસ્તી ભાવ ' બીલકુલ જણાતો નહિ પણ ગ્રીસના એક ભરવાડ પોતે હોય એમ ચોખ્ખું જણાઈ આવતું. તેનામાં, પોતે વૈદ્યકશાસ્ત્રના રસ્તે જનાર અંગ્રેજ હોવા છતાં ગ્રીક કવિનો ભાવ પ્રકટ થવાનું કારણ શું ? પૂનર્જન્મનો સિદ્ધાંત ખુલ્લે ખુલ્લું જણાવી શકે છે કે મી. કીટ્સનો ગયો જન્મ ગ્રીસમાં થયો હોવો જોઇએ અને ત્યાં તે કવિ તરીકે અખ્યાત હોવો જોઈએ.

હવે, પશ્ચિમ તરફના દેશો—ઇંગ્લંડ, ફ્રાંસ, જર્મની, વગેરે તરફ આપણે નજર કરીએ છીએ ત્યારે આપણને વિકાસના ત્રણ ખુલ્લા જુદા જુદા માર્ગો જણાઇ આવે છે—કેટલાકમાં રોમના, કેટલાકમાં ગ્રીસના, અને કેટલાકમાં હિન્દુસ્થાનના ગુણો પ્રકટેલા જણાઇ આવે છે. ગીબન, મૅકોલે, હ્યુમ વગેરે અંગ્રેજ ઇતિહાસ લખનારાઓના ગ્રંથો તરફ જયારે નજર કરીએ છીએ ત્યારે આપણને રોમના સૅલસ્ટ, ટૅસીટસ, લીવી વગેરે ઇતિહાસ લખનારા યાદ આવ્યા વગર રહી શકતા નથી. પરન્તુ જયારે આપણે ફ્રેંચ ઇતિહાસ લખનારાઓ તરફ નજર કરીએ છીએ ત્યારે તેમનામાં રોમના ઇતિહાસ લખનારાઓના ગુણ બીલકુલ કમતી લાગે છે પણ તેમનામાં ગ્રીસના ઇતિહાસ લખનારોના ગુણ ખુલ્લા જણાઈ આવે છે. ગોથે, શીલર, લૅસીન્ગ વગેરેનું મનન કરીએ છીએ ત્યારે તેમાં ગ્રીસનો ભાવ ચોક્કસ જણાઇ આવે છે. હવે, આ લેખકોએ જર્મનીમાં શામાટે ' ગ્રીસનો સંદેશ ' આપ્યો હોવો જોઈએ ? તેનું એકજ કારણ છે કે તેઓએ પૂર્વજન્મમાં ગ્રીસનો અનુભવ મેળવેલો હોવો જોઇએ અને આ જન્મમાં તેઓમાં એકજ પ્રકારનો ઉત્સાહ જોવામાં આવે છે અને તે એ કે

ગ્રીસનું જ્ઞાન લોકોને આપવું. અને ઉત્સાહ એટલે શું ? માણુસને જે રસ્તે આનંદ અને સ્ફૂર્તિ અને જીવન મળતાં હોય તે રસ્તે જવું.

જેણે પ્લેટોએ આપેલાં જ્ઞાનનો અભ્યાસ કર્યો હશે તેને મહાન્ તત્વવેત્તા ઍમર્સનનું મનન કરતાં જણાયા વગર નહિ રહ્યું હોય કે ઍમર્સન પ્લેટોનાજ જ્ઞાનનો પડઘો પાડે છે. જો કે ઍમર્સનમાં શુદ્ધ ' પ્લેટોપણું ' જણાતું નથી તોપણ તે ખરેખર ' ગ્રીક ' જ છે. અને જેણે વેદાંત અને બૌદ્ધધર્મનો અભ્યાસ કર્યો છે તેને કાંત, ફીશ્ટ, હીગલ વગેરે તત્વવેત્તાઓમાં વેદાંતનું જ્ઞાન ચોખ્ખું જણાઈ આવે છે, અને સ્કોપેન્હોર એ ખુલ્લી રીતે બુદ્ધીસ્ટ તત્વવેત્તા દેખાય છે. આ બધાનું કારણ શું ? પાછલા જન્મોમાં કેળવેલા ગુણો આ જન્મમાં આ તત્વવેત્તાઓ સાથે લાવેલા છે

જેનું વલણ ઇતિહાસ તરફ વધારે હોય છે, તેને મનુષ્યોની અમુક જાતને ' પુનર્જન્મ ' નો સિદ્ધાંત શી રીતે અસર કરે છે તે જાણવું ઘણુંજ રસદાયક થઈ પડે છે. મ્હેં જણાવેલું છે કે અંગ્રેજ પ્રજાનો મ્હોટો ભાગ ગયા જન્મમાં પ્રાચીન રોમમાં હતો, પરન્તુ બાયરન, રસકીન, મેથ્યુ આર્નોલ્ડ વગેરે તરફ નજર કરીએ છીએ તો તેઓ ગયા જન્મમાં ગ્રીસમાં હતા એમ જણાઇ આવે છે. જે ગયા જન્મમાં ગ્રીસમાં હશે તેણે આ જન્મમાં ગમે તે દેશમાં જન્મ લીધો હશે તો પણ તેનામાં ' ગ્રીક આનન્દવૃત્તિ ' રહેવાનીજ×–તે ઝાડ, સરોવર, પ્હાડ–ટેકરી વગેરે

---

× મને પોતાને ચોક્કસ જણાય છે કે આ લેખના મૂળ લેખક પૂજ્ય બન્ધુ શ્રી સી. જીનરાજદાસનો પૂર્વજન્મ ગ્રીસમાં હોવો જોઇએ. —સી. કે. શાહ

કુદરતી સૌન્દર્યમાં આનન્દ માણવાનો અને જે દેશમાં આ કુદરતી સૌન્દર્યમાં આનન્દ માણવાનો રિવાજ નહિ હોય તે દેશમાં આનો જો જન્મ થયો હશે તો તે પોતાને ચોક્કસ રીતે એક ' અજાણ્યા–પરદેશી ' મુસાફર તરીકે માની લેશે.

જેઓનો ગયો જન્મ ઇટાલી, સ્પેન, જર્મનીમાં થયો હોય છે, તેઓ આ જન્મમાં ગમે તે દેશમાં અવતર્યા હોય તો પણ જ્યારે તેઓ તેઓના પૂર્વજન્મના દેશમાં આ જન્મમાં જાય છે ત્યારે તેમને તે દેશના રીત–રિવાજનું ચોક્કસ જ્ઞાન હોય એમ તેમને આશ્ચર્યકારક ભાન થાય છે, અને તે દેશમાં તેઓ આગળ ઉપર ઉછરેલા હોય એમ તેમને પોતાને જણાય છે; કારણકે તે દેશમાંની વસ્તુઓ, રીત–રિવાજો–માન્યતાઓ વગેરેનો તેમણે કોઇ પણ વખતે અનુભવ લીધો હોય એમ તેમને જણાય છે.

પાછલા જન્મો મનુષ્યો અજાણપણે યાદ કરે છે તેનું બીજું દૃષ્ટાંત લઇએ. હિન્દુસ્થાનમાં કોઇ કોઇ માણસો એવા જણાઇ આવે છે કે, જેઓ ખરી રીતે હિન્દુ કહી શકાયજ નહિ. હિન્દુ રીત–રિવાજો તેમને તદન નવા–અટપટા–વિચિત્ર લાગે છે. અને જો કે આખી જીંદગીમાં તેણે હિન્દુસ્થાનની બહાર પગ મૂક્યો ન હોય તે છતાં પણ તે હિન્દુસ્થાનમાં યુરોપના સુધારા દાખલ કરાવવા મથતા હોય તો ચોક્કસપણે તે ગયા જન્મનો યુરોપિયનજ હોવો જોઈએ.

વળી, બીજી રીતે પણ પાછલા જન્મો મનુષ્ય અજાણપણે યાદ કરે છે. ગયા જન્મમાં મન ઉપર અથવા મગજ ઉપર પડેલી સખ્ત છાપ આ વખતે પણ પોતાની અસર બતાવતાં ચૂકતી નથી. કેટલીક વખત મનુષ્યને એવો બીક લાગે છે કે વસ્તુઓ

ઉડીને તેના સામી આવે છે, અથવા આગ ન લાગી હોય છતાં આગ લાગવાની બીક લાગે છે. અથવા પોતાને કોઈ કાપી નાંખવા માટે આવશે એવી ભીતિ રહે છે—આવા મનુષ્યો ગયા જન્મમાં ઘાતકી મ્હોતે મરી ગયેલા હોવા જોઇએ એ ચોક્કસ છે.

એક ઘણી વિચિત્ર રીતથી મનુષ્ય પોતાના પાછલા જન્મની યાદ લાવે છે. **અ** તે **બ** ની દીકરી છે,; આમ છતાં **અ**ને એમ લાગે છે કે પોતે **બ** ની મા છે, અને જેમ મા દીકરીની સંભાળ રાખતી હોય તેમ **અ**ને એમ જણાય છે કે **બ** તે ન્હાનું ૮–૧૦ વર્ષનું બાળક છે અને પોતાને તેની સંભાળ રાખવા સાંપાયલું છે ! ખરેખર ગયા જન્મમાં **અ** તે **બ** ની માજ હોવી જોઇએ ! આથી વધારે વિચિત્ર જ્ઞાનથી મનુષ્યમાં પોતાના પાછલા જન્મની યાદ આવે છે. એક સ્રીને પોતાના પતિ તરફથી ઘણીજ હેરાન કરવામાં આવે છે અને તે સ્રી પોતાના પુત્રને જેમ માફી આપે તેમ પોતાના પુત્રની જગોએ પોતાના પતિને જોઈ તેણે આપેલું દુઃખ પુત્રે આપેલું દુઃખ ગણીને તેને વિસરી જાય છે અને પોતાના પતિને તે વખતે પોતાના પુત્ર રૂપે જુએ છે ! આ સ્રી ગયા જન્મમાં પોતાના આ જન્મના પતિની મા હોવી જોઇએ.

ઉપર વર્ણવેલી બાબતો ઉપરથી એમ ચોક્કસ જણાશે કે મનુષ્યોને પોતાની પાછલી જીંદગીમાંનું કંઈક જરૂર યાદ છે, જો કે તે યાદગીરી અમુક ટેવ અથવા મનની અમુક પ્રકૃતિ તરીકે મનુષ્યને આવે છે તો પણ તે પાછલા જન્મની 'યાદ' છે તે તો ચોક્કસ છે. આટલા ઉપરથી જે મનુષ્યને પુનર્જન્મની ખાત્રી લાગતી હશે તે સ્વાભાવિક રીતે પ્રશ્ન ઉઠાવશે કે "આપણને

આપણા પાછલા જન્મો પૂરેપૂરા શા માટે યાદ આવતા નથી ? " આના બે જવાબ છે, જેમાંથી પ્હેલાનો આપણે વિચાર કરીએ. પ્હેલો જવાબ એ છે કેઃ—"**જ્યાં સુધી પાછલા જન્મો યાદ કરવાને આપણે લાયક થતા નથી ત્યાં સુધી પાછલા જન્મો સીધી રીતે અને પૂરેપૂરા યાદ ન કરવા તે ઉત્તમ છે.** "

આપણે ક્યાં સુધી પાછલા જન્મો યાદ કરવા માટે લાયક થતા નથી ? જ્યાં સુધી આપણામાં પાછલા જન્મો યાદ થવાની સાથે તેના પરિણામે લાગણીઓ—સારી યા ખોટી—ઉત્પન્ન થાય છે ત્યાં સુધી આપણે પાછલા જન્મો યાદ કરવાને લાયક થતા નથી; તેમાં પણ જ્યારે આપણને અમુક દુઃખ ઉત્પન્ન કરનાર પાછલા જન્મનો અનુભવ યાદ આવે છે ત્યારે તો તે આપણી વર્તમાન સ્થિતિને એકલી અસર કરતો નથી પણ આપણા ભવિષ્યને પણ દુઃખદાયક અસર કરે છે. આ બાબતનું આપણે એક આકરૂં પણ બરાબર લાગુ પડતું દૃષ્ટાંત લઈએ. ગયા જન્મમાં એક મનુષ્યે પોતાના માથે પડેલા મહાભારત દુઃખનો અંત આણવા પોતાને સારામાં સારો અને સ્હેલામાં સ્હેલો લાગતો રસ્તો શોધી કાઢ્યો અને તે એકે ' આપઘાત કરીને મરી જવું. ' આ પ્રમાણે તે આપઘાત કરીને મરી જાય છે પણ મરતાં મરતાં તેને મનમાં ચોક્કસ દુઃખ ઉત્પન્ન થવાનું જ; કારણ કે તેને બ્હારના પ્રતિકુળ સંયોગોથી પોતાની જીંદગીનો અંત આણવો પડે છે, અને તે સાથે તે પ્રતિકુળ સંયોગોને પ્હોંચી વળવાની પોતામાં શક્તિ નથી એ ભાન પણ થવાનું. આ બે ભાનની સાથે તે મરી જાય છે. હવે, તેના મરી જવાથી તેના દુઃખમાં

જરાપણ ઘટાડો થતો નથી કારણકે મરી જવા પછી[×] પણ દુઃખ તો ચાલુજ રહેવાનું અને તે દુઃખની લાગણી જયારે કામલોકમાં ઘસાઇ જશે ત્યારે જ તે દુઃખમાંથી મુક્ત થવાનો. હવે, તેના પછી-ના જન્મમાં તે મજબુત મનનો થવાનો, કારણ કે દુઃખ ખમવામાં તેણે બાકી રાખી નથી, પરન્તુ આસપાસના પ્રતિકુળ સંયોગોને પ્હોંચી વળવાની તેનામાં શક્તિ તો હજુયે નથી કારણ કે તે શક્તિ કેળવવા તેણે કશું કર્યું નથી અને આ જન્મમાં તે શક્તિ કેળવવા અર્થેજ તે અવતરેલો છે; અને તેટલા માટે આ જન્મમાં એક એવો પ્રસંગ તેને જરૂર આવવાનો કે જે વખતે તેને તે શક્તિ ખીલવવાનો પ્રસંગ મળે. આ જન્મમાં પણ તેની આસપાસ પ્રતિકુલ સંયોગોનું વાદળ ઘેરાવાનું અને તેના પરિણામે તે ગભરાવાનો અને પાછલા જન્મની આડકતરી યાદગીરી—તેને આપઘાત કરવાની ઇચ્છા રૂપે—આવવાની પણ તેના મનમાં આ વખતે યુદ્ધ થવાનું—કારણકે ગયા જન્મમાં આપઘાત કરવાથી થયેલું દુઃખ તેને આડકતરી રીતે યાદ આવવાનું અને પોતે અચકાવાનો, જયારે ગયા જન્મમાં આપઘાત કરેલો તે બનાવ પણ આડકતરી રીતે તેને યાદ આવવાનો અને તેથી તે આપઘાત કરવા દોરાવાનો. આવા યુદ્ધ વખતે જયારે એક બાજુથી આપઘાત કરવાની ઇચ્છા થાય અને બીજી બાજુથી આપઘાત કરવા મન પાછું

---

[×] મરણ પછી મનુષ્યની શુ સ્થિતિ થાય છે તે જાણવું હોય તો વાંચો આજ લેખ લખનાર તરફથી પ્રકટ થનાર પુસ્તક નામે ' મરણ પછી શું થાય છે ? ' આવૃત્તિ ૨ જી કીંમત ૦–૮–૦.

—શાહ

પડે તે વખતે તેને જો પાછલા જન્મની ચોક્કસ યાદગીરી પ્રકટે અને ગયા જન્મમાં તેણે આપઘાત કરવાથી આ સ્થૂલ જગતનું દુ:ખ તેણે નષ્ટ કરેલું તે તેને આબેહુબ જણાય તો તેનામાં પ્રતિકુલ સંયોગોને પ્હોંચી વળવાનું બળ જરૂર ઓછું થવાનું. આત્મવિશ્વાસ–આત્મ શ્રદ્ધા તેનામાં કેવળ નાશ પામશે અને તે જરૂર આપઘાત કરશેજ. લાયક બન્યા પ્હેલાં પાછલા જન્મોની આબેહુબ યાદગીરી પ્રકટ થવાથી આવું અનિષ્ટ પરિણામ જરૂર આવવાનું.

## પાછલા જન્મો સીધી રીતે ક્યારે યાદ આવે છે ?

જયાં સુધી આપણે આપણી જાતને ભૂતકાળની સાથે એક મેક કરીએ છીએ–ભૂતકાળને ખરો માની આ કાળમાં ભૂતકાળ જેવુંજ વર્તન ચલાવવાની આપણને ઇચ્છા થાય છે–ત્યાં સુધી ભૂતકાળ હમેશાં આપણાથી છુપાતો રહે છે. પણ જયારે આપણે ભૂતકાળ ભૂલીને ભવિષ્યમાં રમીએ છીએ–ભૂતકાળના બનાવોને આપણા મગજપર જરા પણ અસર કરવા નથી દેતા–ભૂતકાળની હકીકત સાથે આપણને જરાપણ સંબંધ નથી એમ કોઇ પણ જાતની લાગણી વગર ત્રીજા માણસ પેઠે અનુભવીએ ત્યારેજ આપણા મગજમાં પાછલા જન્મોની યાદગીરી આવે છે–આપણે ' **આત્મા** ' છીએ–શરીરો, લાગણીઓ, વિચારો નથી–પણ તે બધાના સ્વામી છીએ એમ ખરેખર અનુભવીએ ત્યારેજ આપણે પાછલા જન્મોની યાદગીરી પ્રકટાવવા લાયક બનીએ.

પાછલા જન્મો પૂરી રીતે સીધે સીધા યાદ ન આવવાનું બીજું કારણ એ છે કે " પાછલા જન્મો મને કેમ યાદ નથી

આવતા ?" એ સવાલ પૂછનારને પાછલા જન્મોનો કંઇજ અનુભવ નથી. પાછલા જન્મો તે "આત્મા" ના હતા પણ અમુક વિચારો, અમુક લાગણીઓ, અમુક સ્થૂલ શરીરની ખાસીયતો વગેરેથી ન્હાની સરખી હદમાં વિચરતા 'હું' ના તે પાછલા જન્મો ન્હોતા. સાધારણ રીતે આ સવાલ પૂછનાર 'હું" તે વિશુદ્ધ આત્મા તરીકે સવાલ પૂછતા નથી પણ તે પોતાને અમુક દેશનો, અમુક કુટુંબનો, અમુક જાતનો, અમુક ઉમરનો, અમુક નામનો માણુસ જાણીને પછી સવાલ પૂછે છે. પણ "આત્મા" તે કોઇ દેશનો નથી, કોઇ કુટુમ્બનો નથી, કોઈ જાતનો નથી, અમુક ઉમરનો નથી, એનું અમુક નામ નથી. તે તો અનાદિ અનંત છે અને જાત, દેશ, કાળ વગેરે તેને અસર કરી શકતાજ નથી. "ખરેખરો હું" તે બ્રાહ્મણ નથી કે ક્ષત્રિય નથી, વૈશ્ય નથી કે શુદ્ર નથી, સ્ત્રી નથી કે પુરૂષ નથી, હિન્દુ નથી કે મુસલમાન નથી, અંગ્રેજ નથી કે જર્મન નથી, ગ્રીક નથી કે રોમન નથી, ફ્રેંચ નથી કે અમેરીકન નથી, તે બચ્ચું નથી કે વૃદ્ધ નથી, તે અઢારમા સૈકાનો નથી કે ઓગણીસમા સૈકાનો નથી, તે બુધ્ધીસ્ટ નથી કે ક્રિશ્ચીયન નથી, આર્ય નથી કે અનાર્ય નથી એક્સ્ટ્રીમીસ્ટ નથી કે મૉડરેટ નથી-તેને કોઇ પણ વ્યાખ્યા પૂરતી રીતે સમજાવી શકે તેમ નથી. "પાછલા જન્મો મને કેમ યાદ આવતા નથી ?" એ સવાલ પૂછનારે પોતાની જાતને એવો સવાલ પ્રથમ પૂછવો જોઇએ કે "ખરેખરો હું" નો કેટલો અંશ પોતે છે કે તેથી તેને પાછલા જન્મો બરાબર યાદ આવે ? પાછલા જન્મો યાદ કરવાની લાયકાત મેળવવા માટે માણુસે પ્રથમ "ખરેખરો હું" બનવાનો પ્રયત્ન કરવો જોઇએ અને જાત, ધર્મ, સ્ત્રી પુરૂષનો ભેદ, નાત, રંગ

વગેરેના ભેદો તોડી નાંખવા જોઇએ—આખા જગત્‌ના જીવો તે પોતાનાંજ રૂપો છે એમ કલ્પનામાં નહિ પણ વાસ્તવિક રીતે તેણે માનવું જોઇએ, અને તેને જયારે જગત્‌ના જીવો તે પોતાના જેવાજ જણાશે, તેમનાં સુખ-દુઃખ તે પોતાનાંજ સુખ-દુઃખ જણાશે ત્યારે જરૂર તે કોઇ પણ જાતની આશા વગર મનુષ્ય જાતિને માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરી દેશે અને તેમાંજ સર્વોત્તમ આનંદ માનશે. આવો મહાન્ યજ્ઞ જયારે તે આરંભશે અને તેમાં સર્વોત્તમ ભોગ તે આપશે ત્યારે " પાછલા જન્મોની યાદ " તેના મગજમાં ઉતરશે-પાછલા જન્મોની યાદ કેમ ઉતરે છે, તે વખતે મનુષ્યને કેવો અનુભવ થાય છે, તેનું જીવન કેવું ફરી જાય છે તેનો માત્ર જેણે પાછલા જન્મોની યાદગીરી મેળવી હોય તેજ જાણી શકે.

शान्तिः । शान्तिः ॥ शान्तिः ॥।



# For daily Recitation, Meditation, Practice



## Golden Verses of Pythagoras

*according to*

## Florence M. Firth

( Arranged in Groups by C. K. Shah ).



1. First worship the Immortal Gods as they are established and ordained by the Law.

2. Reverence the Oath;

3. And next the Heroes full of goodness and light.

4. Honour likewise the Terristrial Demons by rendering them the worship lawfully due to them.

5. Honour likewise thy parents and those most nearly related to thee.

6. Of all the rest of mankind make him thy friend who distinguishes himself by his virtue.

7. Always give ear to his mild exhortations and take example from his virtuous and useful actions.

8. And avoid as much as possible, hating thy friend for a slight fault.

9. (And understand that) Power is a near neighbour to necessity.

10. Know that all these things are as I have told thee; and accustom thyself to overcome and vanquish these passions:—first gluttony, sloth, sensuality, and anger.

11. Do nothing evil, neither in the presence of others, nor privately.

12. But above all things respect thyself.

13. 14. In the next place observe justice in thy actions and in thy words. And accustom not thyself to behave thyself in anything without rule and without reason

15. 16. But always make this reflection that it is ordained by destiny that all men shall die; and that the goods of fortune are uncertain and that as they may be acquired so may they likewise be lost.

17. 18. 19. 20. Concerning all the calamities that men suffer by divine fortune support with patience thy lot, be it what it may, and never repine at it. But endeavour what thou canst to remedy it. And consider that fate does not send the greatest portion of these misfortunes to good men.

21. 22. 23. There are among men many sorts of reasonings good and bad. Admire them not too easily nor reject them. But if any falsehoods be advanced, hear them with mildness, and arm thyself with patience

24. 25 26. 27. 28. 29. 30. 31. Observe well on every occasion what I am going to tell thee: —Let no man either by his words or by his deeds ever seduce thee, nor entice thee to say or to do what is not profitable for thyself. Consult and deliberate before thou act, that thou mayst not commit foolish actions. For it is the part of a miserable man to speak and to act without reflection. But do that which will not afflict thee afterwards, nor oblige thee to repentence Never do anything which thou dost not understand, but learn all thou oughtest to know, and by that means thou wilt lead a very pleasant life.

32 33. 34. In no wise neglect the health of thy body; but give it drink and meat in due measure, and also the exercise of which it has need. Now by measure I mean what will not incomode thee.

35. Accustom thyself to a way of living that is neat and decent without luxury.

36. Avoid all things that will occasion envy.

37. 38. 39. And be not prodigal out of season like one who knows not what is decent and honourable. Neither be covetous, nor niggardly; a due measure is excellent in these things. Do only the things that cannot hurt thee, and deliberate before thou dost them

40. 41. 42. 43. 44. 45. 46. 47. Never suffer sleep to close thy eyelids after thy going to bed till thou hast examined by thy reason all thy actions of the day:—Wherein have I done amiss? What have I done? What have I omitted that I ought to have done? If in this examination thou find that thou hast done amiss, reprimand thy-self severely for it; and if thou hast done any good, rejoice Practice thoroughly all these things; medi-

tate on them well; thou oughtest to love them with all thy heart. 'Tis they that will put thee in the way of divine virtue. I swear it by him who has transmitted into our soul the sacred quaternion—the source of Nature whose cause is eternal.

48. But never begin to set thy hand to any work till thou hast first prayed the gods to accomplish what thou art going to begin.

49. 50. 51. When thou hast made this habit familiar to thee, thou wilt know the constitution of the Immortal Gods and of men—even how far the different beings extend, and what contains and binds them together.

52. 53. Thou shalt likewise know that according to Law, the nature of this universe is all things alike, so that thou shalt not hope what thou oughtst not to hope, and nothing in this world shall be hid from thee

54. 55. 56. 57. 58. 59. 60. 61. 62. Thou wilt likewise know that men draw upon themselves their own misfortunes voluntarily and of their own free choice. Unhappy that they are;

they neither see nor understand that their good is near them. Few know how to deliver themselves out of their misfortunes. Such is the fate that blinds mankind and takes away his senses. Like huge cylinders they roll to and fro and always oppressed with ills innumerable, for, fatal strife, innate, pursues them everywhere, tossing them up and down nor do they perceive it. Instead of provoking and stirring it up, they ought by yielding to avoid it Oh Jupiter! our Father! if thou wouldst deliver men from all the evils that oppress them, show them of what demon they make use.

63. 64. 65. 66. But take courage; the race of man is divine Sacred Nature reveals to them the most hidden mysteries. If she impart to thee her secrets, thou wilt easily perform all the things which I have ordained thee And by the healing of thy soul thou wilt deliver it, from all evils from all afflictions

67. 68. 69. 70. 71. But abstain thou from the meats which we have forbidden in the purifications and in the deliverence of the soul, make a just distinction of them, and examine all

things well, leaving thyself always to be guided and directed by the understanding that comes from above, and that ought to hold thy reins; and when after having divested thyself from thy mortal body, thou arrivest at the most pure Ether, thou shalt be a God Immortal, Incorruptible, and **death shall have no more dominion over thee.**

*Ahmedabad, June 18, 1919.* C. K. SHAH

---

## Mrs. Besant's Golden advice.

I should advise you to look carefully into yourself and see whether anything you do or say causes annoyance to those about you. You can change yourself. You cannot change other people.

---

## Lord Mahavira's world-wide friendliness.

Of all I beg their pardon, to all I offer one; Friend to me is every one, (and) foe to me is none.

---

## " My Master's declaration "

( *By Mrs. Besant* )

" I will not have final peace till my broth-rs share it; I will not have final liberty that is not shared by my brothers, and enjoyment which is not theirs. I will not take Nirvâna for myself and leave my brother in the bonds of birth and death, in their ignorance and in their darkness, in their helplessness and in their folly. If I have won wisdom, I have won it for their enlightening. If I have won strength, I have won it for their service. If I have learned to vibrate in agony for man, what avail is it then to throw aside the sheaths and go on where no agony is useful ? I will stay where I am and will work for man. Every pain of man shall strike me. Every agony of man shall tonch me and shall wring my heart. Every folly of man shall be my folly by identification with humanity and every sin and crime of theirs my suffering until the whole of us are free

છપાય છે ઘણા સુધારા [illegible]રા સાથે બીજી આવૃત્તિ

# મરણ પછી શું થાય છે ?

મોત એ મનુષ્યને કંપારો ઉત્પન્ન કરનાર બનાવ છે પણ આ પુસ્તક વાંચ્યા પછી, મગજમાં મરણ પછીની સ્થિતિનો પેસી ગયેલો ખોટો ખ્યાલ તરતજ દૂર થાય છે અને મરણ પછીની સ્થિતિનું ખરેખરૂં જ્ઞાન પ્રાપ્ત થાય છે. નરક અને સ્વર્ગ શું છે, તે ક્યાં છે, માણસ મરીને ક્યાં જાય છે, શું કરે છે, કેટલાં વર્ષો સુધી ક્યાં કેવી રીતે રહે છે, તેને કેમ મળાય તેની સાથે કેમ વાતચીત થઇ શકે, વગેરે સ્થિતિનો આબેહુબ સાચો સમજી શકાય તેવો ચિતાર આપવામાં આવેલો છે. પુસ્તકમાં મરણ પછીની સ્થિતિનું ચોક્કસ અપૂર્વ અદ્ભૂત જ્ઞાન ધરાવનાર મહાપુરૂષ શ્રી સી. ડબલ્યુ. લેડબીટર સાહેબની છબી છે. પુસ્તક ઘણુંજ આકર્ષક છે. મરવા માટે સર્જાયેલા દરેક મનુષ્યે તે રાખવુંજ જોઇએ કી. રૂા ૦—૮—૦.

પ્રકાશક, "ગુરૂમંત્ર," ૨૨૬૨ ધનાસુતારની પોળ—અમદાવાદ

---

છપાય છે. થોડા વખતમાં પ્રકટ થશે.

# જાદુ

## (મલીન અને શુદ્ધ)

દરેક માણસ પોતાની રૂબરૂ જ્યારે આશ્ચર્યકારક પ્રયોગ કરવામાં આવે છે ત્યારે હેરત પામી જાય છે અને મનુષ્યની કલ્પનામાં પણ ન આવી શકે એવા પ્રયોગો શી રીતે બને છે તે જાણવા તરતજ લલચાય છે. આ પુસ્તકમાં જાદુના ચારે પ્રકાર વર્ણવ્યામાં આવ્યા છે અને જાદુના કુલ સિદ્ધાંતનું વર્ણન કરવામાં આવ્યું છે. પુસ્તકમાં જાદુ—સિદ્ધિઓ—સર્વોત્કૃષ્ટ શક્તિથી પૂર્વ અને પશ્ચિમના મનુષ્યોને હેરત પમાડી દેનાર મહાદેવી શ્રીમતી હેલના પેટ્રોવના બ્લેવેટ્સ્કીની સુન્દર છબી છે. કી. માત્ર ૦-૮-૦

પ્રકાશક, 'ગુરૂમંત્ર,' ૨૨૬૨ ધનાસુતારની પોળ—અમદાવાદ.